श्री गणेशाय नमः

# યોજનગંધા

યાને

# ભીષ્મ પ્રતિજ્ઞા

## નાટકનાં ગાયનો.

છાપી છપાવી પ્રસિદ્ધ કરનાર,

વિઠ્ઠલદાસ ટી. મગનભાઈ ભાવનગરવાળા એન્ડ કો.

શ્રી વિજય ઉત્તમ નાટક સમાજના માલીક

મુ. કરાચી.

આ ગ્રંથ સંબંધી તમામ હક્ક પ્રસિદ્ધ કરનારને સ્વાધીન છે

[illegible] છાપ્યું,— કરાંચી.

આવૃત્તિ ત્રં ૭ પ્રત ૨૫૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીંમત ૦—૨—૦

૭૨૭
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય

# પાત્રોની ઓળખાણ

## પુરૂષ પાત્રો.

**શીવ**.........વિશ્વની ત્રિમૂર્તિ બ્રહ્મા વિષ્ણુ મહેશમાંના એક દેવ.
**પરશુરામ**......ઈશ્વરી અવતાર એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કરનાર.
**શાંતનું**.........હસ્તીનાપુરના ચક્રવર્તિ મહારાજા.
**દેવવ્રતકુમાર કે ભીષ્મ કુમાર** } ગંગાજીને પેટે જન્મ લીધેલ મહારાજા શાંતનુનો કુમાર
**ઢીમર**.........ગંગા કીનારાના માછીઆઓનો સરદાર.
**તર્કસીંહ, વિતર્કસીંહ, તાત્પર્યસીંહ** } મહારાજા શાંતનુના અમલના જુદીજુદી રૈયતના નેતાઓ
**તરંગસીંહ**........તર્કસીંહનો છોકરો
**ફડકફડશંકર**........એક ઢોંગી બ્રાહ્મણ
**વાયડાશંકર**......એક અધુરીઓ વૈદ
**ગડગડશંકર**.......ફડકફડશંકરનો સાળો.
**રામો**.............એક મોચી.

## સ્ત્રી પાત્રો.

**ભીલડી**........શંકરની સ્ત્રી પાર્વતી.
**યોજનગંધા** .ઢીમરને માછલીના પેટમાંથી મળી આવેલી એક છોકરી પરંતુ એક તપસ્વી ક્ષત્રી રાજાના વીર્યથી ઉત્પન્ન થએલી કન્યા.
**રસકુમારી**.....તર્કસીંહની છોકરી, અને તાત્પર્યસીંહની ભાવી પત્ની
**પ્રવીણા**.........તર્કસીંહની છોકરી, પરંતુ પાછળથી એક તપસ્વીની.
**ઉરમી**........તર્કસીંહની સ્ત્રી
**ફુલી**..........ફડકફડશંકરની સ્ત્રી
**છકેલી, છબીલી** } બે નાયકાઓ.

# યોજન ગંધા યાને

## ભીષ્મ પ્રતિજ્ઞા નાટકનાં ગાયનો.

### અંક પહેલો.

બાળાઓ— ૧

સ્મરણુ શરણુ શુભ કરનારૂં
શાંત સદા શીવ તરૂં
ભક્તભાવ દીન દયાળ ચાહે બાલ ધરી વહાલ
મંગળકર વીભુ મારૂં............સ્મ૦
જગનાયક વરદાયક આપો સુખ શાન્તિ વિશ્રાંતિ
કાર્ય સફળ કરી મારૂં............સ્મ૦

બાળાઓ— ૨

હવે હર્ષથી પ્રયોગને વધાવવા
પુત્રધર્મ બ્રહ્મચર્ય સમજાવવા............હવે૦
શુદ્ધ પ્રેમ નીતિ ન્યાયને બતાવવા
પુર્ણ પ્રેમથી રચ્યું છે નવીન નાટ્ય આ
રસ ગ્રાહી રસ પીને જાઓ
સહુ આચરતાં સુખીઆં થાઓ
હાથ જોડી નાથ અમે નીત્ય યાચીએ........હવે૦

ગંગા— ૩

સાંભળ સુત તું વહાલ ધરી
હું જે કાંઇ સમજાવું

૪

પુત્રધર્મની પુરી દીક્ષા ભાવે હું આપું
સ્નેહથી હૃદય શાન્તિ સ્થાપું........સાંભળ૦
નીજ પીતા તણું પ્રીય કરવા
ઇચ્છાને આધીન કરવા
ફરી જન્મ નહીં અહીં ધરવા
એ આચાર રત્ન વિચરવા...........સાંભળ૦

ભોજનગંધા— ૪

નયન મીલાવી ગયા રાજ રંગીલા
હા દીવાની ફરૂં છું
સરીતા તટે જે નીહાળી
ધ્યાન તે છબીનું ધરૂં છું.....નયન૦
મનોહરી મુર્તિ તારી
લાગે છે એ પ્યારી વ્હાલા
આવો આવો વ્હેલા
હા જપું છું હા સ્મરૂ છુ
વ્હાલા દીવાની ફરૂં છું........નયન૦

શાન્તનુ— ૫

પ્રભુ મારી મતિ ભમાવી
પ્રીત બળાવી ગઈ આ નારી હાય દશા આ શી મારી
ચાલી ગઈ ઘેલો કહી જે
એજ સુંદરી જો મળે
આપીશ સુખ ને સ્થાપીશ હૃદયે...........પ્રભુ૦

ફુલી—
૬
વ્હાલા વ્હાલા કેવી રઢીયાળી મીઠી ને મરમાળી
મારી આંખલડી અણીદાર છે
ખીલી જોબનની બ્હાર આખા જીવનનો મ.ર
મારો સુંદર કેવો શણગાર છે...........વ્હાલા વ્હાલા૦
વીજલ તાપે હૃદય તપેલી યોવન મદ મલકાતિ
ગજ ગામીની ને મદમાતિ કટી કેવી લચકાતી રે
હું ચાલુ ત્યું મચકાતી......વ્હાલા વ્હાલા૦

ફુલી—
૭
હાં હાંરે ધીમી ધીમી ચાલેથી ગાશો પ્યારા
કુકડકુડ-પ્યારી ન મારો નયનોના આવા ઈસારા
કુલી-આવું મીઠું બોલી શરમાવો શાને
સાત બાગી લોગીને ભમવો શાને............ધીમાં૦
કુકડકુડ-ખામાં તને ખસડાં અપાવું
જોઈ તેવા જોડા જડવું
કુલી-ખસો કેમ ખાસ પ્યારા પાસ આવો મનાવા નાર
કુકડકુડ-ખીલી છે બહાર ખાગી
કુલી-પ્રભુ આપ પ્રેમ પ્યાલી
ઉડાવી મારી ઉદાસી
પોસો છે પ્રેમથી પ્રાણાધાર..............ધીમી૦

સખીઓ—
૮
ખીલી ખીલી સખી સુંદર કેવી મારી આ ફુલવાડી
પુષ્પ પરાગે પ્રસારે મનોહર

મદન મધુકર પુઠે પડે છે અનાડી....ખીલી૦
વીકસીત મ્હારી વાડીના
વીકસીત અંગો અંગ
કોમળ અંગી કામીની
નીરખી ભમે રંગ
વેલીઓ વૃક્ષને વળગી રહી છે
પહેરીને પુષ્પોની મોહક મનડું સાડી........ખીલી૦

સખીઓ— ૯

છોડ સખી છેડ છોડ તું કેડ
રસકુમારી—સરખે સરખી સાથ નથી
સહુ શાને શરમાવે શાને શરમાવે... ..છે.ડ૦
સખીઓ—અજબ ઊંઘની આવી તું વ્યાધી ક્યાંથી લાવી
રસકુમારી—અંતર આધી વ્યાધી કરતાં મુજ મ્હીંતરાવે
કેમ ડવરાવે .. .. ........છોડ૦

રસકુમારી— ૧૦

રસ ઘેલડા શીખવી સ્વામીની સેવા
તાત્પર્ય—અલબેલડી મળશે મીઠા મેવા
રસકુમારી—તન મન ધન અરપણ કરૂ
તાત્પર્ય—રમણી તને રોજ સ્મરૂં............ઘેલડા૦
તાત્પર્ય—ચોરી ગયું છે ચીત
રસકુમારી—પ્રેમથી નીભાવો પ્રીત
શાણા છો સરદાર ગળાના હૃદયહાર
પ્રીતે પ્યારા નીભાવો હુલાવો ફુલાવો નાથ........ઘેલડા૦

નાયિકા— ૧૧

કેવી કોમળ હું કળી
જાણે જોતાં ચીત ચળી
ગુમાની જાય ગળી...........કેવી૦
નયનો નચાવું રસીક રીઝાવું
પ્યારાને માગને આંખોના તારાને એક ઇસારે મનાવું
યૌવનના બહાગને હું પુરો ખીલવું
કટી લચકવું, શોભાનું ચળાવું...............કેવી૦

તર્ક વિતર્ક— ૧૨

અટપટી ખટ રાટ અજબ જમાવી
કરતા ત્યચ્છીત આજ
છળગળ કરી રકી પળગળ છળ પ્રકી
નિશ્ચે કરશું નાશ........અટપટી૦
સ્વતંત્ર ચાલશું સ્વતંત્ર મહાલશું
જાગીર તણા જોરને પુરૂં જમાવવું........અટપટી૦
પ્રપચને રમી વીદેશમાં ભમી
ખાનપાન વૈભવો ને મોજ માણશું........અટપટી૦

પ્રવીણા— ૧૩

કોમળ વેલી કેવી આ ખીલી સુંદર સોહાય
જોતાંજ મન લોભાય હઈડું અતિ હરખાય
રચના રચી છે રમ્ય મનોહર...........કોમળ૦
એ જોઇ ગઇ મોહી લે ખીલી હું નાર કુતી તારી ન્યારી

ઉદ્ધાર વીણુ તુજ એ ઉપકાર
સર્વે એ જન સુખદારી રચી છે...........કામ૦

નાયકાઓ— ૧૪

સંગતના રંગમાં રેતો ગમ રેજો
માનીને મોહન હીરાને ખોયો ફંતો ખોયા...સંગતના૦
મનહર મોહક રંગીલો રંગાતાને
જીવન આરામ જગ ભોગ્યા ભોગો ભોગે ...સંગતના૦
આવ્યાં છીએ અમે લેવાને લ્હાવોરે
ઝુલાવી ઝુલો જગ ઝુલો ઝુલો રમો....... ..સંગતના

૧૫

કુકડકુડ—જાઓ જાઓ તમે દૂર જાઓ
કુલી—ના, ના, નાથ, હુજ્જામ ન થાઓ
ગડગડ—આમ કર્યાથી તો આબરૂ જાશે
લોકોમાં લ્હાય બધેય બોલાશે
ગમાર માંડી ગણાશો........ના ના૦
કુકડકુડ—બસ ધંધો આદરવનો લઈ કે થની હું ફરવાનો
ને હજામતો કરવાનો
કુલી—હાય મારો પીટયો હી છે તારો ઉઠગો
કેવો સુરજ ઉગ્યો મારો
કુકડકુડ—જો જો ચારો ટો આંણ ન મારો...........જાઓ૦

# અંક રજો

યોજનગંધા— ૧૬

માછલડી જ્યાં ત્યાં જામાં ઘર ભુલી તું ભટકામાં....મા૦
જાળ અમારી સ્વર્થ તણી આ તેમાં તું લપટામાં
મીઠા જળને મુકી ખારા સમુદ્રમાં લેભામાં.......મા૦
પહેલેથી પોખાઇ જેમાં તેને ભુલી જામાં
થોડું પણ જળ મીઠું આ છે મોટામાં લલચામાં....મા૦

ભીષ્મ— ૧૭

છે પુત્ર ઠર્ણો એ ધર્મ સદાયે પીતા તણું પ્રીય કરવું....છે૦
કારણ શોધી સુખ કરવાને પ્રયત્નમાં ફરવું
પિતાનું ઇચ્છીત આચરવું
કલેષ કાપવા શાંતિ આપવા
તત્પર થઇ ફરવું..........છે પુત્ર૦
રાજ્ય ભુવન કે વૈભવ સઘળા
અર્પી પ્રીય કરવું સ્હેજમાં સંસારે તરવું
પ્રાણ પડે દેવા પણ તેથી પાછા નવ ફરવું.......છે પુત્ર૦

તારપેચ— ૧૮

સુંદર છબી તુજ આ અંતરમાં મ્હારા જેહ ઠરી છે
કલમ કરે ગ્રહી ને મેં પ્યારી આલેખી છે
સુંદર નેપુર પગનાં તારા પણ તે કેમ નહિ ઝણુકે
કંકણ આ કરનાં કેવાં છે તે પણ નહિ કંઇ રણુકે
રાજકુમારી-નેપુરને કંકણો રણકશે ધ્યાન સહીત અહી જોશો
વદન વિકાસી ઠડ્ડલા બ્હાલે આવ અહીં જો કેશો

૧૯

રસકુમારી—ત્યારે હું કરીશ ઉપાય મનવાંચ્છીત વરવા
તાત્પર્ય—તો તારો સુજને પ્યાર રમણી રસ ભરવા
રસકુમારી—વિકસીત મારી યૌવન વાડી આપ બનો રસમાળી
રાખો આ દરને પ્યારા સ્નેહ સહીત સંભાળી
તાત્પર્ય—રસ વેલડી રસવાળી
રસકુમારી—શું હું વેલી
તાત્પર્ય—ના મદઘેલી
રસકુમારી—રસમાં રેલી રહીશું રસીયા.......૦કુલા૦

૨૦

કુસી—રસ ભરીયું આ યોવન મારૂં એળે આજ
વૈદ—રૂપઠાવ્યો પ્રભુ પાછો શાને આને નમળે લાજ
કુસી—મદન સતાવે બ્હાવરી બનાવે
વૈદ—શરમ ન આવે આબરૂ ગુમાવે...........રસ૦
ફૂડ—હાય હાય શું માંડયા ચાળા
જો જો આ ઘરના ગોટાળા
કુસી—અલબેલા આવીને ભેટો રમણીને રીઝવા રાજ....રસ૦
ફૂડફૂડ—ચૈટક ચાળા આંખ ઉલાળા
વૈદ હાય હાય ક્યાં કાઢું લ્હાળા
કુસી—ઓ રસબેલડા બની હઠીલા કેમ કરોછો બહુ નારાજ—રસ૦

રાજનગંધા— ૨૧

નાથ રહી રાતે નીભાવું આવો સહન ન થાઓ
કહું જઇ ક્યાં એ દુખની કહાણી

ભરત

૨૧

ફસાણી હું તો અનંગ પાસમાં...........નાથ૦
ક્ષણ ક્ષણ વિચારો આવે આવીને કોણ બચાવે
વ્હાલાંગના રુર્વ સતાવે નયને નીંદ્રા નવ આવે
વીરહે ઘેલી બનાવી રોતાં રજની વીતાવી
ભાગ્યે શુ આમ લખાવી કયાંથી આ કુર્ત છે આવી
કયાં કહું ...........નાથ૦

ભીષ્મ— ૨૨

સુધારો શીર તે બાજી સહા જે તાજીને લાજી
નીવરો બે ઉપાઈને વધે છે અંગમાં વ્યાધી....સુધારો૦
પળેપળ જાય છે બાજી જુઓને આમ પલટાતી
નથી કોઇ જીવન માંહી કદાપિ શાંતિ દેખાતી....સુધારો૦
કરો કોટી પ્રયત્નો પણ નથી મીથ્યા થતું ભાવી
ફરજ પુરી કરી જ્યાં એક બીજી ભાગ્યમા આવી....સુધારો૦

યોજનગંધા— ૨૩

વચન દઇ ફરવું તે કરતાં મરવું મુજને છે પ્યારૂ
સુખ ભોગવવા વિલાસ વધાવાં
લાલચમાં લેભે લપટવા કેમ કરો છો પ્રયત્ન આવા
સ્વાર્થ તણી બાજી એ સઘળી આપ બીછાવો શાસારૂં ૧૦
બાળકનું હીત મનમાં ધરતા સંતાનોને સુખીયાં કરવા
કેમ બનો છો બહુ બેપરવા
ફરજ બજાવો વડીલ તણી એ માનીને રહેવું મારૂં....૧૦

પ્રવીણા— ૨૪

વ્હાલા વીના વ્હાલા વીના હુ ઘેલી રસ છ્રકાની
ખીલી કળી ખરી જાય રસ ભરી ઉડી જાય
પીયુ ભ્રમર વીના ભટકાની..............વ્હાલા૦
આવો રંગીકત્તર અધીર રીઝાવું સ્નેહ રસે નવરાવુ
અધરામૃતનુ પાન કરાવું સ્ની રંગ ઉડાવુ
મોહન મદ માતી મલકાતી..................વ્હાલા

૨૫

રસકુમારી—વરશે એ તુજને રસીક કુમાર રસ સરદાર
કરવાને સુખમય તુજ સંસાર ધીરજ ધારનેરે....વરશે૦
કરશે તુજ ઇચ્છીત એ કીરતાર કરૂણાગાર
સહુનો છે જે એ સરજનહાર ધીરજ ધારનેરે....વરશે૦

પ્રવીણા—સુંદર વર વરવા હીવ લોભાય મન મુંઝાય
આશાઓ કય રે પુરી થાય મન ગભરાય છે રે....વરશે૦

શાંતનુ— ૨૬

વામા સારૂ વ્યાધી પાછી આવી આ ભાગ્યમાં
દુઃખ આ સહેવાય નહિ લખ્યું જે આ લલાટ મહીં
નીશદીન આવી ઉપાધી જીવનમાં...........વામા૦
ભાવી મીથ્યા થાય નહિ શાંતિ સચવાય નહિ નીશદીન

# અંક ૩ જો

પ્રવીણા સખીઓ— ૨૭

ખીલી છે ચાંદની આ ચોકમાંરે બેન
આવો ઝીલો આ અમૃતએ રસ ભર્યુંરે બેન....ખીલી છે૦
બની છે કોકીલાઓ ગાનમાં મસ્તાન જેવી
વીકાસી ચંદ્રકીર્ણ સ્પર્શથી આ કુમુદ કેવી
વાયુરાજ આજ વહે વેગથીરે બેન...........ખીલી છે૦
શીતળ જળના સ્પર્શથી અંગજ શીતળ થાય
પણ શીતળ શશી કીર્ણથી હૃદય શીત બની જાય
એ સઘળું જન સુખ અર્થે અર્પાયુંરે
તો પણ સખીશું મન તારૂં મરડાયું રે
બોલો આજે ચીત્તમાં આ શું થયુંરે બેન....ખીલી છે૦

પ્રવીણા-સખીઓ— ૨૮

સુખ રૂપ સખી વર વરવાને
તપ આદરવા પ્રીય આચરવા
તદ રૂપ બની સાગર તરવા...........સુખ રૂપ૦
નીજ નાથ વીના ગઇ ભાન ભુલી
રખડું રવડું અહીં હું અટુલી
રસ પુરણ એ શશી છે મારો
મળી એ કણી હેમની હું ધારો...........સુખ રૂપ૦

અબળા તણી અર્જ ઉર ધારો
તરણી ગણી આ તરૂણી તારો
સખીઓ—રસથી તુજ જીવન ભરવ ને
તપ આદરજે પ્રીય કરવાને..............સુખ રૂપ૦

શાંતનુ— ૨૯

શાંતી શાંતી મ્હારા ઉરમાં જણાએ
દીલડું આનદ થકી અતિ ઉભરાયે.......શાંતી૦
કુમાર તણાંએ શાણાં કામથી શાતિને
પ્રામી છે પ્રજા ને ગઇ વીપતીઓ વામીએ....શાંતી૦
પુત્ર પ્રાપ્તિ સુખ રૂપ ગણાએ
ન્યાય મુતીં મન ભીષ્મ જણાયે ... ... ... ...શાંતી૦

૩૦

શાંતનુ—વ્હાલા વીના ઘેલો છું ગુણીયલ ગોરી
યોજનગંધા—અરસ પરસ સુખ થાય એ ઉપાય જો લેવાય....
શાંતનુ—ધીરજને ધાર વ્હાલી પીવાને પ્રેમ પ્યાલી
વરસો વિના વ્યાં વ્હાલી જેમ જીવો એમ તો સુખ ચેન....
યોજનગંધા—સાચા છો સ્વામી મારા ઉપારો દીન દારા
અંતે આવીને વ્હાલા સ્હાય જો દેવાય તો જીવાય....નાથ૦

૩૧

કુંતી—હવે સુખ પામી પ્યારા સુણી સારા વિચારો આ
રંગમાં રેલી આનંદ લેશું કરશું લીલા લ્હેર....હવે સુખ૦

આવી મળ્યું જે ભાગ્યમાં તેને ભોગવજો ભરથાર
આ યુવતીને ભાવે નીભાવો પુણ્ય બતાવી પ્યાર....હવે૦
કુડકુડ—આ નંદ અ નંદ આજ થયો ને સર્વ થયું શુભ રૂપ
કુલી—રહીશ રાણી થઇને તમારી આપ છો મારા ભુપ....હવે૦

૩૨

રત્નકુમારી—કરે છે બ્હેનને કાજે પ્રયત્નો ભાઇ તું કોટી
બચાવે છે અમોને તુ રચીને યુકતીઓ મોટી....કરે છે૦
તરંગ—નથી કીધું વધુ કાજ ફરજ મારી બજાવી છે
તમારા સ્નેહને અંગે મને એ બુદ્ધિ આવી છે
રત્નકુમારી—સગાઇ જે સહોદરની કદી શોધી નથી જડતી
નથી કોટી પ્રયત્ને કે કપયાથી જુદી પડતી........કરે છે૦

પાર્વતી— ૩૩

જાગો જરૂર યોગ સાધી યોગીરાજ
બાંધી ઇંદ્રીઓ બેઠા શું આજ
વિતાવ્યા વ્હાલા મેં કેના ખટ માસ
ઉપજ્યો અંતરમાં વિયોગથી ત્રાસ...........જાગો૦
હરી હું હારી કરૂ લાચારી
બોલોને બાળા ભોળા મહારાજ..............જાગો૦
સેવા તમારી કરવા અમારી
જાગી છે જ્યોતી હૃદય માંહી આજ........જાગો૦

